૬૨૩૦

શ્રી

# બાળમિત્ર સ્તવનાવળી.

રચનાર.

અહમદનગર જૈન પાઠકાધ્યક્ષ

યતિ મનસુખલાલ નેમચંદજી.

છપાવી પ્રસિદ્ધ કર્તા

બાળમિત્ર સભા.

અહમદનગર.

મુંબઈ.

રાજ્યભક્ત પ્રીન્ટીંગ પ્રેસ.

સને ૧૮૯૬ સંવત ૧૯૫૨

કીંમત ૦—૨—૦

શ્રી

# બાળમિત્ર સ્તવનાવળી.

રચનાર.

અહમદનગર જૈન પાઠકાધ્યક્ષ
યતિ મનસુખલાલ નેમચંદજી.

છપાવી પ્રસિદ્ધ કર્તા
બાળમિત્ર સભા.
અહમદનગર.

મુંબઈ.
સત્યભક્ત પ્રીન્ટીંગ પ્રેસ.

સને ૧૮૯૫ સંવત ૧૯૫૨
કીંમત ૦—૨—૦

# અર્પણ પત્રિકા.

---

માનવંતા શેઠજી સાહેબ,
પટવા મોતીલાલ રૂપચંદ
સાહેબની શેવામાં.

આપ માયાળુ સાહેબ સ્વધર્મના ઉત્સાહી છો તથા યથાશક્તિ ધર્મ કાર્યમાં હરેક વખત આશ્રય આપો છો. ધર્મોન્નતિ લાયક કાર્યમાં આપ મુબારકબાદી મેળવો છો તથા સર્વોત્તમ ઉત્કૃષ્ટ કાર્યમાં આપ ઉત્સાહી છો. ઇત્યાદિક શ્રેષ્ઠ ગુણોથી આ પુસ્તક આપનેજ અર્પણ કરવામાં આનંદ માનું છું.

તા૦ .... ....
અહમદનગર.

કર્ત્તા
એમ. એન. પંડીત.

૬૨૩૦

# શ્રી

# બાળમિત્ર સ્તવનાવળી.

## શ્રી આદિનાથનું સ્તવન.

નૃપાલ કોપ શાંતવીન એ રાહ.

શ્રી આદિનાથ આપને નમું વરી,
પ્રભુથી પ્યારો નાહીં છે જગાંતરી;
નાભિનંદન કરૂં વંદન હે વિભુશ્વરી;
અરે પ્રભુ નમુ તુને ખરે અરિ કાપો કર્મ રૂપરી.
શ્રી આદિનાથ. ૧
ચોરાશી લક્ષ યોનીમાં રૂલ્યો ફરી,
નાવ્યો પાર કોઇ વાર અતિ ભવાંતરી;
અરે, જના, ધરો, મના, જે જગતમાંહેજૈન ધર્મ
સાર રૂપરી. શ્રી૦ ૨
બાળમિત્ર ગાય છે આનંદ કરી,
અહમદનગરી કહે કરગરી વિનતી ચિત્તધરી;
અરે, નરા, કરો, ત્વરા, કાં ગુમાવો મનુષ્ય ભવજે
રત્ન રૂપરી. શ્રી૦ ૩

## શ્રી અજીતનાથનું સ્તવન.

શુભ જૈની આવો આવો, લ્યો મનુષ્ય ભવનો
લ્હાવો;
અરિહંતનાં ગુણ ગાવો, જીનરાજ મહારાજ. ૧
આ મનુષ્ય ભવ જે લાધો, તે માંહે કાર્ય સાધો;
શ્રી અજીત નાથ આરાધો, જીનરાજ મહારાજ. ૨
નહિં માત સુત દારા, ન પીતા બંધુ તારા;
છે સંસાર અસારા, જીનરાજ મહારાજ. ૩
એવું જાણી જાગો, કુકર્મ સર્વ ત્યાગો;
મુખેથી મોક્ષ માંગો, જીનરાજ મહારાજ. ૪
એ બાળમિત્ર ગાવે, પરમ સુખ પાવે;
રહી નગર માંહે ધ્યાવે, જીનરાજ મહારાજ. ૫

---

## શ્રી સંભવનાથજીનું સ્તવન.

ત્રિતાલ ચોપાઇ—પ્રભુ પાસનું મુખડું.

સંભવ જીનજીનું મુખડું શોહે, નયણા દેખી જગત
સહુ મોહે;
રોહિણી પતિ સમ વદન વિશાળ, તસ અર્દ્ધાકારે
દીસે ભાલ;

કાંતિ કનક સરખી સારી, ઈંદ્ર ચંદ્ર રૂપે જાય હારી;
સાવથ્થીમાં હતો દુકાળ, પ્રભુ જનમતાં થયો
સુગાળ;
ધાન્યનાં ત્યાં સંભવ થાય, દ્રવ્ય સંભવથી
નયરી સોહાય;
ફલ ફુલ સંભવ થયા સાર, તેથી વરત્યો ત્યાં જય
જયકાર;
રાય જીતારી વીચારી આમ, સંભવથી પાડ્યું
સંભવ નામ;
એવા સંભવ કરજો અમને, બાળમિત્ર અરજી કરે
તુમને;
અહમદ નગરમાં રહેતાં ઉલ્લાસ, મુની મનસુખની
પુરો આસ.

---

## શ્રી અભિનંદન જીન સ્તવન.

ગજલ. આજ આવી રાજ હજુરમાં એ રાહ.

અભિ નંદન આજ આનંદમાં, તુમ દર્શને થઈ
સુભ મતી,
એક દુષ્ટ કુલટા છે સહી; પૂર્વ ભવનું વેર કાઢ્યું સહી;

અહો નિશ મારે પાછલ પડી, મતી ભ્રષ્ટ કીધી,
મારી અતી. અ ૧
એવી દુષ્ટ છે જે કુમતી, જસ સોબતેં હોય દુર્ગતી.
તે દુષ્ટા દુર નિવારીને, આપો અમોને સુમતી.
અ ૧૦ ૨
રહી નગરમાં મન મગન થઈ, બાલ મિત્ર અતિ
આનંદથી,
માંગે મુખેથી એમ કહી, આપો અમોને શીવ
ગતી. અ ૩

---

## શ્રી સુમતી નાથજીનું સ્તવન.

અવર મદન અલબેલો-એ રાગમાં

સુમતી જીનેશ્વર તારો ભવાબ્ધિથી સુમતી જીને-
શ્વર તારો.
નયરી કોશલ્યા ધન તુજ ધરણી, જનમ્યો સુમતી
જીન પ્યારો. ભવા૦ ૧
કુળ દીપક મેઘરથ રાજાનાં, ત્રણ જગતને તારો. ૨
મંગલા માતા મંગલ ઉદરી, પ્રસવે સુમતી જીન
સારો. ભવા૦ ૩

શશિસમ સોહે વદન પ્રભુનું, ક્રોંચ લંછન હીત-
કારો. ભવા૦ ૪
સુમતી દાતા સમકીત આપો, કુમતી દુર નિવારો. ૫
આપ હજુરે લેજો અમને, છુટે આ જનમારો. ૬
બાલ મિત્રના પ્યારા પ્રભુજી, મનસુખ દાસ તુમા-
રો. ભવા૦ ૭

---

## શ્રી પદમ પ્રભુ સ્તવન.

હોરીની રાહ સાંવરેસે કહીયો મોરી–એ રાહ.

પ્રભુપદમ જીનંદજી પ્યારા. એ ટેક.
સુશિલા માતા ઉદરે આવ્યા, ચઉદ સુપન ગુણસારા;
લંછન શોહે રક્ત કમલનું, નયરી કોસંબી વશનારા;
પ્રભુજી તો મોહન ગારા. પ્રભુપદમ જીનંદજી૦ ૧
દ્વાદશી કારતીક વદની સોહે, જનમ તીથી ગ્રહ
સારા;
કુલ ઇક્ષવાકું દિનકર પ્રગટયો, શ્રી ધર કુલ શણ-
ધારા;
પ્રભુ સબ જન હીતકારા. પ્રભુપદમ જીનંદજી૦ ૨
અહમદ નગરે આજ આનંદે, ગાવે ગુણ તુમ સારા;

આલ મિત્ર કર જોડી પ્રભુને, પાવે ભવદધિ પારા;
ભવો ભવ શરણુ તુમારા. પ્રભુપદમ જીનંદજી૦ ૩

---

## શ્રી સુપાર્શ્વનાથનું સ્તવન.

બનઝરાની રાહ.

સુપાર્શ્વ જીનંદ પ્રભુ પ્યારા, મુજ સ્વામી મોહન
ગારા, એ–ટેક
વણારસીનાં તુમે વાશી, માતા પૃથવી મન ઊ
લ્લાશી; જી
રાય પ્રતિષ્ટિત કુલ શ્રંગારા, મુજ સ્વામી મોહન
ગારા. ૨
જેષ્ટ સુકલ દ્વાદશી સાર, જનમ્યા ત્રિજગદા
ધારજી,
તુલરાસીનાં ધરનારા, મુજ સ્વામી મોહન ગાર. ૨
મધ્યમ ગ્રૈવેયકથી આવ્યા, વાન કંચન સમ
સોહાવ્યા જી,
ઊંચા દ્વીશત ધનુષ્ય છે સારા, મુજ સ્વામી મોહન
ગારા. ૩

વીશલાખ પુરવનું આયુ, દીનકરથી તેજ શવાયું જી,
છો સ્વસ્તિક લંછન ધરનારા, મુજ સ્વામી મોહન
ગારા. ૪
પ્રભુ તુમ દરસન મન ભાવે, મુની મનસુખ તુમ
ગુણ ગાવે જી;
છો બાલમિત્રના પ્યારા, મુજ સ્વામી મોહન
ગારા. ૫

---

## શ્રી ચંદ્ર પ્રભુજીનું સ્તવન.

રાગ માઢ—મેવાડો મલી—એ રાહ.

ચંદ્ર પ્રભુ ચિત્ત ચોરી લીધું, દેખાડી દેદાર,
મન મોહાવ્યું માંહરૂં મને દેખાડી દેદાર.
ચંદ્ર પુરી નયરી વિષે મહાસેન રાજાન;
લક્ષમણા માતા ઊદર પ્રભુ આવ્યા પુરૂષ પ્રધાનરે. ૧
લંછન શોભે ચંદ્રનું કાંઇ ગુણ અનંત પ્રધાન,
દર્શન કરતાં આપજો કાંઇ શિવરમણીનું દાનરે. ૨
નયણા કમલ કચોલડા કાંઇ નાશા શુક સમસાર;
સમ્યક્ત દૃષ્ટિ જીવને પ્રભુ તાહરો છે આધારરે. ૩

ચીત્તમાં લાગી ચટપટી લટપટ મન લોભાય,
ખટપટ શિઘ્ર વધુને માટે આવે છે મુજ દાયરે. ૪
એકલા આપ વરીને બેઠા કરીયે સેવક સાર,
બાલ મિત્ર શુભ વંદન કરતાં વીનવે વારંવારરે. ૫

---

## શ્રી સુવિધિનાથ સ્તવન.

છે અધર સુધારસ પાન ચતુર નર પ્રેમ થકી કરીયે.

એ રાહમાં.

નવરંગી આંગી આજ દીલમાં ધરીયે,
રસ અમૃત ભગતી પાન ચતુર નર પ્રેમ થકી કરીયે,
જઈ જીન મંદીરમાં આંગી નવ નવ રચીએ,
પલ પલ વારે જીન નામ હૃદયમાં ધરીયે;
તો મોક્ષાલયનું દ્વાર સત્વરે વરીયે. રસ અ૦ ૧
ઠુમ ઠુમ છુમ છુમ પગ થકી નૃત્યને કરીયે,
ત્યાં ચૈત્યાલયમાં ગીન જ્ઞાન આદરીયે,
તો ભવ સાગરનો પાર સત્વરે વરીયે. રસ અ૦ ૨
અહીં અહમદ નગરે બાલ મિત્ર ગુણ ગાઇયે,
પ્રભુ ભગતી કરતાં અનંત સુખને પાઇયે,
તો સુવિધિ જીનેશ્વર ભજતાં સુખીયા થઇયે. ર૦ ૩

## શીતલનાથ સ્તવન.

શીતલનાથની શીતલતા છે ભારી, તારા દરશને
કષાય જાય હારી,
શશિ સમ વદન શીતલ કારી, કમલ સમનેત્ર તેજ
ભારી ૧ શીતલનાથની;
કટી જાણે કેશરી લંકારી, સ્વરૂપમા જાય ઇંદ્ર ચંદ્ર
હારી ૨ શીતલ નાથની,
કાંતી તારી છે કામણગારી, રૂપ દેખી જાવું બલી
હારી ૩ શીતલ નાથીન.
જગત વત્સલ પ્રભુ હીતકારી, ઇંદ્ર ચંદ્ર સેવાકરે
તારી ૪ શીતલ નાથની,
ભવી જીવને શીતલ કારી, બાલ મિત્રને લેજે તારી
૫ શીતલ નાથની;

---

## શ્રેયાંસ સ્તવન.

માહું લગાડો તો મારા સમ છે સલુંણીરે—એ રાગ.

શ્રેયાંસ પ્રભુજી તુમે સહાય કરો મારીરે,
આપણો કિંકર જાણી ઉતારો ભવપારીરે,

વિષ્ણુ પીતા કુલે આવ્યા વિષ્ણુ માતા તારીરે
જગત વચ્છલ પ્રભુ તું છે આનંદ કારીરે;
ખડગી લંછન પ્રભુ સોહે સુખકારીરે,
કરૂં એક અરજી સ્વીકારો પ્રભુ મારીરે,
દુષ્ટ એક રામા મારી લારે પડી ભારીરે,
લીધું લુંટી દ્રવ્ય મને બહુ માર મારીરે;
લોકોમાં લજાવી મને કરયો છે ખુવારીરે,
નામે છે કુમતી તેને કાઢો પ્રભુ ન્યારીરે,
અહમદ નગર રહી કરે અરજ સારીરે,
બાલ મિત્ર ગાય છે આનંદ હિત કારીરે.

---

## વિમળ નાથ સ્તવન.

પુજો દેવ કરો તુમ સેવ કુકર્મો તનનનનન તુટે.
જગતમા સાર રૂપ એક જૈન ધરમ,
એસા જાની મિથ્યાત્વકું છોડેગે હમ,
તનકા ક્યા ભરોસા નિકલ જાવેગા દમ. પુજો૦ ૧
ભજો ભજો પ્રભુકું ક્યા લગતા હે દામ,
સબસે આગે પ્રભુકા હમ લેવેંગે નામ,

સેવે જો વિમળનાથ હોવેંગા કામ. પુજો દેવ૦ ૨

બાલ મિત્ર પુજે ચંદન કેશરસે ચંગ,
ચાલો પુજો પ્રભુજીકે નવ અંગ.
કહે કર જોડી મનસુખ મનરંગ. પુજો દેવ૦ ૩

---

## શ્રી વાસુપુજ્ય સ્વામીનુ સ્તવન.

ગમક તરાના એ રાહ.

વાસું પુજ્ય વિલાશી, ચંપાના વાશી, પુરો અમારી આશ,
કરૂં પુજા હું ખાશી, કેશર ઘાશી, પુષ્પ સુવાશી પુરો એ ટેક;
ચૈત્ય વંદન કરૂં ચિત્તથી પ્રભુજી, ગાઊં ગીત રશાલ.
એમ પુજા કરી વિનતી કરૂછું, આપો મોક્ષ વિશાલ,
દિયો કર્મને ફાંસી, કાઢો કુવાશી, જીમ જાય નાશી. ૧ પુરો.
સંસાર ઘોર મહોદધિથી, કાઢો અમને બહાર,
સ્વારથના સહુ કોઇ સગાં છે, માત પીત પરીવાર;

બાલ મિત્ર ઉલ્લાશી વિનય વિલાશી. અરજી ખાશી. ૨ પુરો

---

## શ્રી અનંત નાથજીનું સ્તવન.

ભેખરે ઉતારો રાજા ભરથરી એ રાહ

અનંત પ્રભુ મુજ તારજો એ—ટેક,
અવગુણ મુજમાં અનંત છે, તુમ ગુણ અનંત અનંતજી;
મોહરાય વશ હું પડયો, તુમે તો કીધો તસ અંતજી અનંત,
હું રાગી ઘણો લાલચી, તુંમે તો થયા વીત રાગજી.
રાગ દ્વેષ મુજ ટાલિયેં, ચાર કષાયનો ત્યાગજી, અનંત ૨
પાપ અનંતા મેં કર્યા, કુડ કપટનો છું ગેહજી;
આ પાપીને ઊધ્ધાર શો, છો તારક નિશંદેહજી, અ. ૩
તુમ સમ તારક કોઇ નહી, મુજ સમ પાપી ન અન્યજી,

કરૂણા નજર હવે કીજીયે, તો થાઉં ધન્ય ધન્યજી
અ. ૪
ભવ ભવ ભટકયો તુમ વિના, હવે મલીયા
ભગવંતજી,
બાલ મિત્રને દીજીએ, અક્ષય જ્ઞાન અનંતજી
અનંત. ૫

---

શ્રી ધર્મનાથનું સ્તવન.

પ્રભુ ધર્મનાથ (૨) તુમે ધર્મ તણા છો દાતા,
તુમ વિના અનંત ભવ રખડયો પણ મુજ મલી
નહીં કાંઇ શાતા. ૧
હવે તુમ છેડો (૨) પકડયો છે પ્રભુ કરો એક મુજ કામ,
મમ ઘરમાં જે તસકર છે તે કાઢો તમે તમામ. ૨
મહા મેહેનતથી ૨ હું મેલવું દ્રવ્ય અપાર,
ચાર ચોર લુટી કરી મારે છે મને બહુ માર. ૩
તસ ભગની (૨) પંચ મહા દુષ્ટ કૃત્ય કરનારી,
તે તસ ભ્રાતની સાથે મલી બહુ પાપ કરાવે ભારી. ૪
મમ મિત્ર આવે (૨) મુજ ઘર માંહે કોઇક વાર,
ભ્રાત ભગની ભેગા થઇ કાઢે છે તેને બાહાર. ૫

મુજ ઘર કેરો ૨ છે અશ્વ મહા મદ માતો,
તે પણ તેણે કબજ કર્યો છે કહું કેટલી વાતો. ૬
દરશણ કરતાં ૨ મેં ઓલખીયા ભગવાંન,
બાલ મિત્રની અરજ સ્વીકારી દેજો અક્ષય જ્ઞાન. ૭

---

## શાંતિનાથજીન સ્તવન.

પ્યારી બેની તમે સમાવજો—એ રાગ.

પ્રભુ શાંતિનાથને સમરજો, જીનરાજ પ્રભુનું ધ્યાન
સદા તુમે મનથી ધારજો;
શાંતિનાથ ધ્યાવો સુખી થાવો લ્યો લાવો શ્રાવક
મુળમાં આવી રૂડા ગુણથી ગાજજો. પ્રભુ૦ ૧
પાપ ત્યજજો પ્રભુ ભજજો અરિદમજો કર્મ રીપુને
મારી જલદી શીવમાં જાવજો. પ્રભુ૦ ૨
ગુણ ગાવે ભગતી ભાવે બહુ ધ્યાવે, અહમદ નગ-
રના બાલ મિત્રને પ્રેમે પાળજો. પ્રભુ૦ ૩

---

## શ્રી કુંથુનાથજીનું સ્તવન.

મુખથીરે માંગુ પ્રભુ તુમ પાસે, આપો મોક્ષ રતન,
શીવરમણી નહીં છોડું પ્રભુજી, નીશ્ચે એહ વચન.

શીવ વધુ વરવા, મોજને કરવા, મનમાં રાખુ માન,
ભવ સ્થિતી પાકે, સમકીત સાંખે, આવીશ કરતો
ગમન. શીવરમણી૦

ક્રોધ તજંવજો, માન હરવજો માયાને મારજો માર;
લોભ નઠારાનો ભય ટાલો, મુજપર રાખી મન.
શીવરમણી૦

સુખને કરજો દુખને હરજો, લેજો આપ હજુર;
કુંથુ જીનવરજી બાલ મિત્ર અરજી, સ્વીકારો થાઊ
મગન. શીવરમણી૦

---

શ્રી અરનાથજીનું સ્તવન.

જૈન ધર્મ હૃદય ધરો છે ચિંતામણી, મારો કર્મ
કરો હાર વરો શીવરમણી,

દુર દેશાંતરથી તુમે આવ્યા સોદાગર ગુણવંત;
જાવું છે હજી દુર તુમારે પકડો કોઇક સંત. વરો
શીવરમણી.

જનમ જરા મૃત્યું તણા, ભય તે અપરંપાર;
નરક નિગોદથી ભમતાં ભમતા, પામ્યો મનુષ્ય
અવતાર. વરો શીવરમણી.

ધર્મ રૂપી દ્રવ્ય મેલવી, પહોચ્યો શીવપુર વાસ;
મનુષ્ય ભવ પામી કરી, તુમે એવા કરોને પ્રયાસ.
વરો શીવરમણી.
પાંચે ઇંદ્રી વશ કરો, મારો ચ્યાર કષાય;
ત્રણ દલાલની સંગતથી, વ્યાપાર તે બહુ થાય. ૧૦
શ્રી અરનાથ કૃપા કરો, દેજો શીવપુર વાસ;
બાલ મિત્રની વીનતી, પ્રભુ પુરો મનની આશ.
વરો શીવરમણી.

---

## શ્રી મલ્લી નાથજીનુ સ્તવન.

રાગ પરજીયો પાનીને ગમકા મચાયા.

મલ્લી જીનેશ્વર વંદીયેં એ ટેક.
મીથીલા નયરી અતિ શોભતી, કુંભ નરેસરરાય. ૨
રાણી પ્રભાવતી ઉદરે, મલ્લી નાથ પ્રભુ આય, ૧મ
પૂર્વ ભવે માયા કરી, તેથી લાગ્યા બહુ પાપ; ૨
સ્ત્રીપણે આવીને ઉપના, એવો માયાનો છે વ્યાપ,
છમિત્રને પ્રતિ બોધતા, કીધો બહુ ઉપકાર. ૨
તિમ અમને પ્રતિ બોધ જો, કરો એહ ઉપકાર; ૩

એવું જાણીને અમે ત્યાગશું માયા કુપટ બીકાર, રે
બાલમિત્રની વીનતી, અવધારો તે શ્રીકાર. ૪

---

### શ્રી મુનીસુવ્રત જીન સ્તવન.

વનચર વીરા વધામણી એ રાહ.

મુની સુવ્રત જીન સાંભલો, શી કહું દુઃખનીરે વાત,
પાપના પીંડ સમાન હું, તુમે છો જગ તાત. મુની૧
બાદર સુક્ષમ નીગોદમાં, ભમ્યો અનંતો કાલ,
છેદન ભેદન વેદના, કાલ અનાદિ વિશાલ. મુની ૨
બીતી ચઊરંદ્રી જીવમાં, ભમ્યો કાલ અસંખ્ય;
જલચર થલચર ખેચરે, ભમ્યો સંખ્યા સંખ્ય,
મુની ૩
તીમ પંચેંદ્રી તીર્યંચમાં કીધાપાપ અપાર.
તેથી વલી વલી નરકમાં ઊપજયો બહુવાર,
મુની ૪
સાતે નરકમાં વલી વલી, ઊપનો વાર અનંત;
પરમાં ધામીની દેવના, પાપી જીવસહંત, મુની ૫
પકડી પકડી પછડતા, દેતા ઉપર માર.
કરવતથી શીર વેરતા, મારે વલી તરવાર, મુની ૬

એમ અનંતી દેવના, સહી મેં વાર અનંત;
પણ આ પાપી જીવને, દુખનો આવ્યો ન અંત,
મુની ૭
જગ વલ્લભ જીનરાજજી, હવે આવ્યો તુમ પાસ.
છોડું નહી હવે છેડલો, તુજમાં છે મુજ આશ,
મુની ૮
જીવ અનંતા ઊધર્યાં. દેઈ અક્ષય જ્ઞાન;
બાલ મિત્રની વીનતી, ચિત ધરજો ભગવાન,
મુની ૯

---

## શ્રી નમીનાથજીનું સ્તવન.

દશા આ શી થઇ મારી—એ રાહ.

મોહનગારી મનોહારી, શોભા નમીનાથની ભારી;
મસ્તક મુકુટ મણી તણી, કાંતિ અતિ ઝલકંત;
ભાલ સ્થલ પણ ઝલકતું, કુંડલથી ઉલ્લસંત;
સકલ અંગે શોભાકારી, છબી દેખી જાઊં વારી;
શોભા૦ ૧

આંગી ચઢી જડાવની, હીરામણિ ઝલકંત;
મુખ છબી કોટી ચંદ્રમાં, નેયણા અતિ વિકસંત;
જગત શોભાની હરનારી, દેખી વંદે છે નરનારી.
શોભા૦ ૨

સમકીત દે દાતાર તું, દેતું અક્ષય જ્ઞાન;
પદ પદ તાહરી વંદના, શ્રીપતી શ્રી ભગવાન;
બાલ મિત્ર ભક્તિ તારી, સકલ સુખની દેનારી.
શોભા૦ ૩

---

## શ્રી નેમનાથજી સ્તવન.

પ્યારા નેમ માનો, નહિં પાછા જાઓ દીન દયાલ
કૃપા કરી આવો;
લ્યો લ્યો સંસારનો લાહો, નહિં પાછા જાઓ.
એ ટેક.

રાજુલ—તુમ વીના સંસારમાં, અવર ન કો આ-
ધાર;
આડી આવી ઉભી રહું, ક્યાં જાશો
આવાર;

નેમનાથ—સ્વારથી ચાલ્યો નહીં ઊભું રેહેવાયછે,
રાજુલ—પરણ્યા વિના જોઊં કેમ જવાય છે. પ્યા-
રા નેમ માનો નહીં પાછા જાઓ૦
કર ગ્રહીને ભલે પછી જાઓ, માનો
માનો જાદવ પતી જાસો નહીં;
નેમનાથ—અષ્ટ ભવાંતર હું રહ્યો, તુજ સાથે સુ-
ણનાર;
નવમે ભવ તુમે હવે, આવો અમારી લાર;
રાજુલ—મુજથી સાથે પણ હવે અવાય છે, બાલ
મિત્ર મનરાજી બહુ થાય છે. પ્યારા૦

---

## શ્રી પાર્શ્વનાથજી સ્તવન.

પાણી ભરવા હું ગઇતીરે એ રાહ.

ગંગાતટ તપો વનમાંરે બની રચના ભારી,
પંચ અગની તપંતોરે તાપસ બહુ અહંકારી;
એ ટેક.

---

## સાખી.

પાર્શ્વ કુમર આવી કહે, સુણ તપસી એક વાત,
આવી તપસ્યા કાંકરે, જીવ બલે સાક્ષાત.

જયણાવિણુ તપ ફલરે નથી કાંઇ શુભકારી.
અજ્ઞાન તપસ્યારે દુરગતી અધિકારી; ૧ ગંગા
તવ ત્રટકી તાપસ કહે, સુણ તું રાજ કુમાર.
અશ્વ ખેલાવો જઇ કરી સુંજાણા તપસાર;
તવ અગનીથી બલતોરે કઢાવ્યો પનંગ ભારી,
નવકાર સુણાવીરે કીધો ઈંદ્ર અવતારી ૨ ગંગા.
કમઠ કાલ યોગે ચવી, થયો તે મેઘ કુમાર,
પાર્શ્વ પ્રભુની ઊપરે, વરસાવે જલધાર;
પુરવ ભવ વૈરેરે, કરે ઊપ સર્ગ ભારી,
ઈંદ્રાસન ચલીયુંરે, જોવે અવધી ધારી. ૩ ગંગા
ધરણેંદ્ર પદ્દમાવતી આવ્યા ત્યાં તતકાલ,
ઊંચી પીઠ રચી તીહાં થાપ્યા ત્રિભુવન પાલ;
ફણી છત્રની છાયારે પ્રભુ મસ્તક ધારી,
દુષ્ટ કમઠને જાંણીરે દીધી સીક્ષા ભારી ૪ ગંગા.
ઓગણી સેં એકાવને, અહ્મદ નગર મઝાર,
બાલમિત્ર સ્થાપીત થઈ, પાર્શ્વ પ્રભુ સુપસાય;
મેમ્બરો મલી ગાવેરે, સુણો તુમે નરનારી
પ્રભુ નામ જપતાંરે, પામો તુમે ભવપારી. ૫ ગંગા.

---

## શ્રી મહાવીર સ્વામીનું સ્તવન.

ચંદ્ર વખત શો આવીઓ—એ રાહ.

ઈંદ્ર આનંદે આવીયો, પ્રભુ દર્શન મન ભાવીયો.
સર્વ ભેલા કર્યા દેવ, કહે કરીએ પ્રભુ શેવ;
ત્યાં સુઘોષા ઘંટ બજાવીયો. ઈંદ્ર૦ ૧
કરે ઇંદ્ર પાંચ રૂપ, ચીત્ત ધારી મન ચુંપ;
પ્રભુ આગે ત્યાં વજ્ર ઉલાળીઓ. ઈંદ્ર૦ ૨
લઘુ વય પ્રભુ બાળ, કેમ નાખું જળધાર;
પ્રભુ પગેથી મેરૂ કંપાવીયો. ઈંદ્ર૦ ૩
દ્વીપ નંદી સરે જાય, મનમાં આનંદ ન માય;
ત્યાં અઠાઈ મોહોત્સવ કરાવીયો. ઈંદ્ર૦ ૪
આવી સોંપ્યા માતુ પાસ, વીર પુરો મારી આસ;
બાલ મિત્ર પ્રભુ ગુણ ગાવીયો. ઈંદ્ર૦ ૫

---

વિનતી ધરજો ધ્યાંન જીનવર વિનતી ધરજો ધ્યાંન.
નાભીરાયા મારૂદેવીકો નંદન રૂપ અનુપમ સાર, જી.
દેશ દેશકે યાત્રી આવે પુજા કરે નર નાર જીન૦
નગર મંડણ દુખ વિહંડન ભવદુખ ભંજનહાર, જી.

શ્રી જૈન બાલમિત્ર મંડલી અહમદનગર મઝાર, જી.
બે કર જોડી અરજ કરે છે ઉતારો ભવ પાર, જી૦

---

નાથ કૈસે ગજકો બંધ છોડાયો.

અજીત જીન અજીત કારો દીન જાણી,
હું છું પામર પશુ સમ પ્રાણી. એ ટેક.
વણિજ કર્યો મેં વગર વિચારે,
કીધી ન કાંઈ કમાણી,
મુળગી મુડી લાવ્યો હતો જે,
તે પણ તેમાં સમાણી. અજીત૦ ૧
મુડી વિનાનો હું મુરખ પ્રાણી,
મેં પેહેલી વાત ન જાણી;
હવે કાંઇ આપો દ્રવ્ય પ્રભુજી,
દાસ પોતાનો જાણી. અજીત૦ ૨
સેવા કીધી તાહરી પ્રભુજી,
ચીંતામણી સમ જાણી;
પારસ સ્પર્શ થકી જીમ હોવે,
લોહ કંચન ગુણ ખાણી. અજીત૦ ૩
તુમ સેવક જગમાંહે ઘણા છે,

પણ તેતો ગુણ ખાણી;
પણ આ સેવક બહુ દુખીયારો,
તારો તુમે દયા આંણી. અજીત૦ ૪
રાજી ખુશીથી આપો તો સારૂ,
નહિં તો લેશું તાણી;
બાલક બાલમિત્ર નહિં છોડે,
કર કરૂણા એમ જાણી. અજીત૦ ૫

---

સ્વામી ધીર ધરો સ્વામી ધીર ધરો,
સ્વામી રીસાઇ જાઓ શું દુખ કરો પ્રીત કરો;
આગે સરો નહીં પાછા ફરો સ્વામી ધીર ધરો. ૧
વલી વલી નમુ મુજ સામે જુવો,
હઠ છોડો પ્રીત સાને ખુવો;
આવો આવો આવો આવો આવો આવો,
સુખના સાગર આવાર;
ઠારોસિણગાર હે પ્રાણ સુજાણ દુખ હરો. સ્વામી૦ ૧
પ્યારી ધીર ધરો પ્યારી ધીર ધરો,
નથી રીસાઈ જાતો હું સાને ડરો;
ચિત્ત ધરો પાછો ફરીશ નહીં નિશ્ચે કરો. પ્યા૦ ૨

તત્વે તત્વે કરી ધર્મ જુવો, છોડો હવે સંસાર કુવો;
ચાલો ચાલો ચાલો ચાલો ચાલો ચાલો,
જુવો સીદ્ધ પુરી દરબાર માનો લગાર;
તું નારી છો પ્યારી સુખ કરો પ્યારી ધીર ધરો. ૩

---

## શ્રી નેમનાથનું સ્તવન.

જાય જાય જાયરે મારો,
પ્રીતમ નેમ કુમાર. એ ટેક.
પશુ પુરયાં છે પાંજરે તેણે,
કરયા શબ્દ સહુ સાથ;
એ પશુનાં પાપથી,
પાછા વલ્યા જગનાથ;
દયા વીચારી પણ મુજને,
વીસારી નિરાધાર. જાય જાય૦ ૧
સખી તું જાને દોડતી,
રોકી રાખ ભરથાર;
હું આવું છું પાછલે,
કરતી નિપટ પોકાર;

જો જાશે તો એ,
એલે ગયો અવતાર. જય જય૦ ૨
એમ કરતાં જો જાઓ પીયુ તો,
લેજો મુજને સાથ;
આવીશ હું તુમ પાછલે,
પ્યારા નેમી નાથ;
બાલ મિત્રની અરજથી પ્રભુ,
પાલો શીવવર નાર. જય જય૦ ૩

---

અરે હાય હાય ક્યાં જવું કરૂં શું હવે–એ રાહ.

કર્મ રીપુ છોડ મને રૂણ થકી લગાર,
આપી આપી થાકયો તોય હજી હું કરજદાર. ૧
મૂલ દ્રવ્ય તાહરૂં કેટલું હતું વીચાર,
ભવરૂપી વધારી વ્યાજ તેં કરયું અપાર. કર્મ૦ ૨
મનુષ્યને તીર્યંચના ભવ ભટકીયો કેઈ વાર,
નારકીમાં જઈને ખાધા યમ તણામેં માર. કર્મ. ૩
કઇ ભવાંતરે હું થયો મહામુની વીચાર,
મેરૂ સમમેં ઓધા મોહપતી કીધા અપાર. ક૦ ૪

સર્વ તાહરા માટે કરયા એહમેં વેપાર,
તોય હજી હું રહ્યો શું તાહરો કરજદાર. કર્મ૦ ૫
આપું છું જામીન સમકીત સાહુકારં,
બાલ મિત્ર કહે છે ત્યારે વરીયે શીવનાર. કર્મ૦ ૬

---

## ગુંહલી.

સૂત્ર ઉત્તરા ધ્યયન સાંભલોરે,
મન ધરી અધિક ઉલ્લાસરે. સજની મોરી;
સૂત્ર સુણો ભવી ભાવ સુંરે,
સુણી કરો કરણ પવિત્રરે. સજની મોરી.
વીર જીનંદજીને વંદીયેંરે,
ચોવીશમાં જીન રાજરે સજની મોરી;
ભાખ્યું ભવિક જન કારણેરે,
સુત્ર ઉત્તરા ધ્યયન સારરે સજની મોરી.
આદિમાં વીનય વખાણીયોરે,
પછે ભાખ્યાં ધરમના ભેદરે સજની મોરી;
તત્વ નવે નય સાતથીરે,
વલી સ્યાદ વાદ વિચારરે સજની મોરી.

નરક નીગોદ તણા કહ્યાંરે,
માહા દુઃખ અપરંપારરે સજની મોરી;
સુંણતાંરે ચીત્ત ચંચલ થયાંરે,
ખારો લાગે છે સંસારરે સજની મોરી.
મુનીનાં અધિકાર બહુ કહ્યાંરે,
સ્વય બુધ્ધ નમી રાયરે. સજની મોરી;
નાથ વિનાનાં અનાથીએરે,
બુઝ્યો શ્રેણીક રાયરે. સજની મોરી.
ઈત્યાદિક બહુ વાત થીરે,
અધ્યયન છત્રીસ સારરે. સજની મોરી;
શ્રોતા વક્તા ઊલ્લાશથીરે,
અહમદ નગર મોઝારરે. સજની મોરી;
સંવત ઓગણીસ એકાવનેરે,
સુંદર આશ્વીન માસરે. સજની મોરી.
અષ્ટમી આનંદ કારણીરે,
કહે મનસુખજી ઉલ્લાસરે સજની મોરી.

---

અક્ષય જ્ઞાન કૃતી.

## રાગણી ખુમાચ ઠુમરી તાલ દીપચંદી.

આજ શ્યામ મોહેલીની બંસરી બજાયકે એ રાહ.

દેખી જીનરાજ આજ અંગીયાં સુ અંગકી એ ટેક,
કનક પત્ર કોરણીમેં ચંદ્રકે પ્રકાસસી;
ચંદ્રકે પ્રકાસ જેસી હીરાકી કની બની, દેખી ૧
મસ્તકે મુકુટ કાન કુંડલે સોભા બની.
હીરા કંઠી હાર ગલે માલ મોતીયનકી, દેખી ૨
ફલંતોનેં અમૂલ અફૂલ કરણીકા કલી;
ગંધતો સુગંધ ધુપ વાસથી બની બની દેખી, ૩
બાલમિત્ર અગીયાં રમાવીને રચી રલી.
દેખી દરસ તાહરૂં અક્ષય જ્ઞાનની આસા ફલી,
દેખી ૪

---

## રાગણી ખુમાચ ઠુમરી તાલ ત્રીવટ.

દરસન બીન અંખીયાં તરસ રહી એ રાહ.

જીન દરસન અખીયાં તરસ રહી એ ટેક,
દીન દયાલુ દેમુજ દરસન;
દરસ બીના સુધી નાહિ રહી. જીન ૧

વિરહ વ્યથા તુજ બીન મુજ વ્યાપત,
વિરહ દસા મોપેં બરસ રહી; જીન ૨
છયલ છબીલાહે છોગાલા,
છાંડી ન છુટત પ્રીત રહી. જીન ૩
તુજ મુરતી મન મોહન ગારી,
દુર રહી લલચાય રહી. જીન ૪
યું કહતી રાજુલ ગીરંનારે,
સમવસરનમે જાય રહી. જીન ૫
લહી દીક્ષા સીક્ષા ગ્રહી જીનની,
ચરન કરન ગુન ચાહાય રહી. જીન ૬
બાલમિત્ર દરસન ફરસનસેં,
અક્ષય જ્ઞાનગુણ પાય રહી. જીન ૭

---

### શ્રી કેસરિયાજીનું સ્તવન.

તુંન કમલા પીયરવા એ રાહ.

મોરી લાગી બગનવા હો. કેસરીયા મોરા એ ટેક;
સામરી સુરત મોહિની મુરત,
મને લાગે મન હરવા હો. કેસરી મોરા. ૧

તું શરણાગત વચ્છલ હે જીન,
તુંહિં તારણ તારણવા હો. કેશરીયા મોરા૦ ૨
ભવ ભય હરણ નેં શિવ સુખ કરણ,
તુંહિં અશરણ શરણવા હો. કેશરીયા મોરા૦ ૩
તારક પદ નિસુણી તુજ કાંનેં,
આવ્યો પાપ નિહણવા હો. કેશરીયા મોરા૦ ૪
અક્ષય જ્ઞાન દે બાલ મિત્રને,
આતા સફલ કરણવા હો. કેશરીયા મોરા૦ ૫

---

## રાગ કેરબો.

નાભીજીકે નંદાજી શું લગા મેરા નેહરા એ સહ.

ભાવ ધરી કેશરિયા વંદો પાપ નિકંદો ટેક.
ચંદ્ર સુરજ કોટી જાકી છબી છાજે,
મુખ સોહે જાકો દેખો પુનીમાકો ચંદો. ભાવ૦ ૧
શીરપર મુકુટ મનોહર ઝલકત,
કોટી કીરણ માનુ હસત હીરંદો. ભાવ ધરી૦ ૨
સુંદર સામરી સુરત મુરત,
વંદત નરનારી ધરત આનંદો. ભાવ ધરી. ૩

ચરન શરન કર સબ જન ધ્યાવત,
હરખત ધરત ઉમંગ અમંદો. ભાવ ધરી૦ ૪
શીવ વધુ કર ફરશન કર કરૂણા,
દંશણ નાણ ચરણ તરૂ કંદો. ભાવ ધરી. ૫
અક્ષય જ્ઞાન અક્ષય ગુણ દાયક,
બાલ મિત્ર મન શ્રી જીન ચંદો. ભાવ ધરી૦ ૬

---

રાગણી પીલુ.

જાત્રાનું ફલ મોહે દીજે કેશરીયા,
જાત્રાનું ફલ મોહે દીજેરે. એ ટેક.
જે ગુનથી તુમ શિવપદ પાયે,
તે ગુણ મુજ પ્રગટીજે કેશરીયા. ૧
જે કરતાં ક્ષાયક ગુણ પ્રગટે,
તે કરણી બગશીજે કેશરીયા ૨
બાલમિત્રને અક્ષય જ્ઞાની,
તુમ સરીખો પ્રભુ કીજે કેશરીયા. ૩

---

## કેશરીયાજીનું સ્તવન.

શ્રી જગત્પતિ એ રાહ.

તારની તું તાર તારની તું. તાર કેશરીયા દાતાર
તું ઉગાર આજ વાર એ ટેક.
જય જય શ્રી રીસહેશર સ્વામી,
મરૂદેવાનાં નંદ;
સામલી સુરત મોહની મુરત,
દેખંતાં આનંદ. તારની તું તાર૦ ૧
સામલીયા કેશરીયા સ્વામી,
કેશરમેં ગરકાવ;
ફુલા કેરા શેખરાનેં,
મુઅટે સાવ જડાવ. તારની તું તાર૦ ૨
તું કરૂણા કર કરૂણા સીંધુ,
કેવલ કમલા કંત;
ધુલેવાના સ્વામી મારા,
જય જય શ્રી ભગવંત. તારની તું તાર૦ ૩
સૌકોના મનવંછીત પુરો,
નોધારા આધાર;

જગવચ્છલ તું જાગતોને,
ઉતારે ભવ પાર. તારની તું તાર. ૪
અક્ષય જ્ઞાનની પ્રાપ્તી માટે,
ભવ ભવ તાહરી સેવ;
બાલમિત્ર સેવક ઈમ જંપે,
હે દેવાધિદેવ. તારની તું તાર. ૫

---

## શ્રી તારંગાજીનું સ્તવન.

દેશી કડખાની.

તાર તું તાર તું તાર જીનરાજ તું,
પાપના તાપથી વારનાર;
પાર ઉતાર દાતાર સંસારથી,
તારંગાના ધણી તું ઉદ્ધાર. તાર૦ ૧
અજીત જીનરાજ મુજ સાર તું કાજને,
અમર પદ રાજ સમરાજ આપ;
તે ભણી પુજીયે પાપથી ધ્રુજીયે,
સમકીત દેઈ મુજ માર છાપ. તાર૦ ૨
અશરણ શરણને ભવભય હરણ તું,
શ્રી સુખ કરણને તરણ તારૂં;

ચરણ શુદ્ધ કરણને વરણ ગુણ સ્વગુણનાં,
મરણનાં ભય થકી દુર વારૂ. તાર૦ ૩
ગુણ અનંતા પ્રભુ તાહરા અંગમાં,
તું પ્રભુ ગુણ તણા પીંડરૂપ;
એક પ્રદેશમાં ગુણ અનંતા ભર્યા,
સ્વગુણ ભોગી અજરને અરૂપ. તાર૦ ૪
તુજ ભણી જે નમે વાર એક તેહને,
સ્વપદની સંપદા રૂપ થાપ;
બાલમિત્ર એવું જાણી પ્રભુ વિનવે,
અક્ષય જ્ઞાન મુજ તુંજ આપ. તાર૦ ૫

---

## હોરી.

મેરે સાહેબ આદિજીનંદ ચંદ એ રાહ.

મેરે સાહેબ અજીત જીનંદ ચંદ મોકું અપનો
રૂપ દરસ દે. એ ટેક.

તું રત્નત્રય રૂપ બીરાજે,
તુજ ગુણ રંગમેં રસદે. મેરે૦ ૧
તું પરમાતમ પુર્ણાનંદી,
પરમાતમતાં ફરસદે. મેરે૦ ૨

તીર્થં પતી તારંગેશ્વર તું,
કરૂણા નજરકુ બરસહે. મેરે૦ ૩
બાલમિત્ર જાત્રા ફલ માંગે,
અક્ષય જ્ઞાન સરસહે. મેરે૦ ૪

---

## શ્રી તારંગાજીનું સ્તવન.

સવાલાખ ટકાની જાય એક ઘડી એ રાહ.

તારંગાની ટુંકેરે મનમોહી રહ્યું, ટેક.
તારંગાનું ઉંચું દેહેરૂં,
ઉંચપણું તો નવ જાય કહ્યું. તારંગાની૦ ૧
તીર્થ પતી શ્રી આદિ જીનેશ્વર,
ઝગમગ તેજ તે ઝલકી રહ્યું. તારંગાની૦ ૨
નયણાનંદ જગત પ્રભુ નીરખી,
હરખીત મન-મારૂં નાચી રહ્યું. તારં૦ ૩
બાલમિત્ર લાયક દેખીને,
અક્ષય જ્ઞાનપદ જાચી લહ્યું. તારંગાની૦ ૪

---

## રાગ સોરઠ તાલ પંજાબી.

કુબરીને જાદુ ડારા એ રાહ.

જય જય રાણુપુરા મહારાજા એ ટેક.
મુલ નાયક શ્રી આદિ જીનેશ્વર,
ચોમુખ તીન ઉદારારે. જય જય રાણુપુરા. ૧
સમેત શિખર નંદીશ્વર અષ્ટાપદ,
સહસ્ત્ર કોટ મનુહારારે. જય જય રાણુપુરા૦ ૨
ઉત્તર દક્ષિણ પુરવ પશ્ચિમ,
એ ચિહું ચૈત્ય જુહારારે. જય જય૦ ૩
પાછલના તીન ચોમુખ વંદી,
દોદો વલી ગંભારારે. જય જય૦ ૪
ચાર દિશિ દેરી ચોરાશી,
સનમુખ કરિવર પ્યારારે. જય જય૦ ૫
તીન ચોમુખ એક ચોમુખ ઉપર,
થંભ તણો નહીં પારારે. જય જય૦ ૬
ચોરાશી ભુમીધર સુંદર,
પડીમાંનો નહિં પારારે. જય જય૦ ૭
સર્વ મળી ચોવીશે મંડપ,
થંભ ઉત્તંગ અપારારે. જય જય૦ ૮

દીન દયાલ દયાનિધિ ગુણનિધિ,
દીઠા દુરિત હરનારારે. જય જય૦ ૯
શરણાગત વચ્છલ મનમોહન,
જીનવર જગદાધારારે. જય જય૦ ૧૦
ઉલ્લાસત ભાવ ચરણ તુમ ભેટયા,
મેટયા પાપ હમારારે. જય જય૦ ૧૧
બાલમિત્ર યાત્રા ફલ માંગે,
અક્ષયજ્ઞ દાતારારે. જય જય૦ ૧૨

---

બનઝારાની રાહ.

કર જીન વચનામૃત પાના,
એ અવસર પાય પ્રધાના એ ટેક.
એકવાર અમૃત જો પાવે,
તન તાપ સકલ સો મીટાવેજી,
ખટમાશી રોગ હરાના. એ અવસર૦ ૧
ફીર રોગ કબહીં નહીં પાવે,
એસો શીતલ અંગ સોહાવેજી;
હોવે દૈવીક રૂપ નીધાના. એ અવસર૦ ૨
એ ફલ અમૃતકે કહીયે,

સોતો દ્રવ્યહીં ફલ સરદહીયેંજી;
અબ ભાવ અમૃત ગુન ગાના. એ અવસર. ૩
ઈહ પ્રગટે પૂર્ણ સમાધી,
મીટ જાય સકલ સો ઉપાધી;
ભવ ભવકા રોગ મીટાના. એ અવસર૦ ૪
ફીર જનમ મરણુ નહીં પાવે,
જહાં રોગ શોક નહીં આવે;
એસે સ્થાનક પર પહુંચાના. એ અવસર૦ ૫
એ ફલ સબ જીન બાનીકે,
જો લાગે મનમેં નીકેજી;
તો સાથો સહાય સયાના. એ અવસર૦ ૬
જીનવરજી પરમ ઉપકારી,
બાલમિત્રને અરજી ઉચ્ચારીજી;
દેના અક્ષય જ્ઞાન નીધાના. એ અવસર૦ ૭

---

રાગ સોરઠ તાલ પંજાબી.

કુબરીને જાદુ ડારા એ રાહ.

હો મન કર જીનવર ગુન ગાના. એ ટેક.
ચંદ ચકોર જ્યું પ્રીતિ લગીહે,

કેકી ઘન 'બરસાનારે. મનકર જીનવર૦ ૧
દીપ પતંગ ભ્રમર શુભ ગંધે,
કરિણી કરી લપટાનારે. મન કર જીનવર૦ ૨
પનીહારી હસ બોલત મચકત,
તદપિ મટુકી પ્રધાનારે' મન કર જીનવર૦ ૩
વંશ ઉપર નટ ખેલત તદપિ,
દોર ઉપર ચિત્ત તાનારે. મનકર જીનવર૦ ૪
દીન મીન ઘન જલ પર માચત,
રાચત ગુન જ્યું સયાનારે. મન કર જીનવર૦ '૫
તેસેં ધ્યાન ઠરાય જીનંદ પર,
કર સમરન સુપ્રધાનારે. મન કર જીનવર૦ ૬
બાલમિત્ર યું સબ પાવેગો,
અક્ષય જ્ઞાન નિધાનારે. મન કર જીનવર૦ ૭

---

## રાગ કેરબો.

નાભીજીકે નંદાજીસેં લગા મેરા નેહરા એ રાહ.

સાંઝ સમેં જીનરાયા વંદો જીનરાયા વંદો. એ ટેક.
શાંતિ કરણ શ્રી શાંતિ જીનેશ્વર,
શાંતિ કરણ માનું શાંતિકો કંદો. સાંઝ૦ ૧

પાપરૂપી સઅ તાપ હરનકું,
શીતલ મુખ જાકો પુનીમાકો ચંદો. સાંઝ૦ ૨
તેજ પ્રતાપ ભામંડલ ઝીલત,
સહસ્ત્ર કીરણ માનું સોહત અમંદો. સાંઝ૦ ૩
જધન્યસેં કોટી સુર સેવત,
નીશીદિન સોહત જાકો દેવછંદો. સાંઝ૦ ૪
મોહ સુભટકું કટન જાકી બાની,
સમતા રસ માનું ઝરે મકરંદો. સાંઝ૦ ૫
અક્ષય જ્ઞાન પરમ પદ પ્રાપક,
બાલમિત્ર પાવે પરમ આનંદો. સાંઝ૦ ૬

---

## રાગણી પીલુ પંજાબી તાલ.

તો બીના ઓર ન જાચું જીનંદરાય, એ ટેક.
ઓર દેવ સીવ દેવે એમત;
સાંભલી કીમ કરી રાચું જીનં દરાય,
એ મત જે ધારે તે જનનું;
સમકીત કીમ રહે સાચું જીનં દરાય. તોબીન ૧
જબહિં તબહિં તુમ દેવાગે,
એહ વચન નહિં કાચું જીનં દરાય;

સમકીત રત્ન દીખાયો તબસેં,
માનત હું સબ સાચું જીનં દરાય. તોબીન. ૨
આગે અનેક ઊધારે સુનકર,
ચરન કમલ પર માચું જીનં દરાય;
અક્ષય જ્ઞાન દાયક દેખીને,
બાલમિત્ર બની નાચું જીનં દરાય. તોબીન ૩

---

પ્રભુ તારી કળા ન કળાય જરી. એ રાહ
સિદ્ધ ગીરીનેં ભજો ભવી ભાવ ધરી,
શીવ સૌખ્ય કરી. સિદ્ધ ગીરીનેં. એ ટેક.
કાંકરે કાંકરે સિદ્ધ અનંતા,
થયા સકલ કર્મ નાસ કરી. સિદ્ધગીરીનેં૦ ૧
જશ મહિમાનો પાર ન આવે,
જો કહે કેવલજ્ઞાન વરી. સિદ્ધગીરીનેં૦ ૨
પાપી અભવ્યતો નજરે ન દેખે,
દેખે પણ નહીં ભાવ જરી. સિદ્ધગીરીનેં૦ ૩
ભવી માને અભવી નવીમાને,
સમકીત વાસના એજ ખરી. સિદ્ધગીરીનેં૦ ૪
વંદન કરીયે નિંધા ન કરીયે,

આશાતનાથી એમ ડરી. સિદ્ધગીરીને૦ ૫
પાપી ઊદ્ધારક એ ગીરીવર છે,
યાત્રા કરે પાલી છ હરી. સિદ્ધગીરીને૦ ૬
ચંદ્ર સેખર નીજ ભગની ભોગી.
મોક્ષ ગયો છેવટ ઊદ્ધરી. સિદ્ધગીરીને૦ ૭
ભવં કોટી દુઃખ નાશક યાત્રા,
એવી મહિમાં ગુણુથીજ ભરી. સિદ્ધગીરીને૦ ૮
નિત્ય નિત્ય યાત્રા ફલ મુજ હોજો,
બાલમિત્ર અક્ષય જ્ઞાન વરો. સિદ્ધગીરીને૦ ૯

---

સમોવસરણ સ્વરૂપ દર્શક મલ્લી જીન સ્તવન.

પાણી ભરવા હું ગઈતી સાહેલીની સંગે એ રાહ.

સમો સરણની સોભારે કહું સું વિસ્તારી,
ત્રિભુવનપતી છાજેરે શાસન પતી જયકારી એ; ટેક
ત્રણ ગાઊની ઊચતા, યોજન એક વિસ્તાર,
રજત કનકને રત્નનાં ત્રણ ગઢને ચઊ દવાર.
વીસ સહસ પાકુંડીયારે કે ચારે દવાર મલી,
તીજે ગઢ બેસેરે કે પરખદા બાર મલી. સમો ૧
રત્ન સીંહાસન બેસીને, ચઊ મુખ શ્રી ભગવંત,

પાંત્રીસ ગુણયુત દેસનાં, ચોત્રીસ અતિ સયવંત;
યોજન એક ગામીરે કે વાણી અમૃત ધારી.
સહુ સમજે સ્વભાષારે એ પણ છે બલીહારી. સમો
અસોક વૃક્ષ દીવ્યધ્વની, દેવા સુર પુરંત;
છત્ર ત્રય ચામર લે, પ્રભુ ભામંડલ વંત,
દુંદુભી તીહાં વાજેરે સુર વૃષ્ય વૃષ્ટિ.
પ્રાતિહારજ એવારે શોભે જેહને અષ્ઠ. શમોસ, ૩
મલ્લી જીનેશ્વર વંદતા, ભવ કોટી દુખ જાય,
બાલમિત્રને દીજીયે, અક્ષય જ્ઞાન પસાય,
ભવો ભવ તુમ સેવારે પ્રભુજી અનુ સરીયે.
નીજ ગુણને વરીએરે કે જઇ સીવમંદીરીયે સમો ૪

---

## શ્રી શાંતિનાથજીનું સ્તવન.

હાં બીબી જાન સુનીયે જરી એ રાહ.

પ્રભુની ભક્તિ ખરી જ્ઞાનશી ભરી શીવ શ્રી વરી
હાં. એ ટેક
લાવીને વિવેક રૂદય, પુજીયેં જીનરાજ;
શ્રેણીક રાય જેમ મારા, સીઝે સકલ કાજ
પ્રભુની ૧

જ્ઞાતા સુત્ર સાંગતે, પુજાચી સત્ય ગોષ્ટ,
દ્રૌપદીને પુજા કેલી, ઝાલી પુણ્ય પોષ્ટ; પ્રભુની. ૨
સચ્ચી ગાલ ચઇઆએં, પુજાજી સુત્ર માંય,
સતરો ભેડો પુજના, સુર્યાભ દેવરાય. પ્રભુની ૩
કયા કરે વીચાર પ્રભુ, પુજનેકુ ચલ્લ;
કર્મ હોય નિર્જરા, મીટેગા મોહમલ્લ. પ્રભુની ૪
એઠે ઊઠેતું કાંઈ દેખે, દુર કર સલ્લ,
અક્ષય જ્ઞાન બાલમિત્ર, શાંતિ મોહ મલ્લ. પ્રભુ० ૫

---

મોહી રહ્યો છું મંદ હાસ્યમાં રસીલી તારા

એ રાહ.

પ્રભુજી તારા મોહી રહ્યો છું ગુણગાનમાં,
ગાનમાં બન્યો છું ગુલતાનમાં પ્રભુજી તારા; એ ટેક
સમ કીત દેઈ મુજને લલચાવ્યો,
સાને સમઝાવો હવે સાનમાં પ્રભુજી તારા. ૧
દાયક થઇને દાનજ દેતાં,
ખોટ આવે સી ખજાનમાં પ્રભુજી તારા. ૨
પ્રભુ ગુણ રંગ રસે હું ભીનો,
ભુલુ નહી હવે ભાનમાં પ્રભુજી તારા. ૩

આગે અનેક ઊધાર્યા તેમજ,
હું પણ આવ્યો મેદાનમાં. પ્રભુજી તારા. ૪
સેવા કરી સેવા ફલ માગું,
રાખો હવે પ્રભુ ધ્યાનમા પ્રભુજી તારા. ૫
નહી દેસો તો ઊભા રાખીસ,
પકડી છેડો મેદાનમાં પ્રભુજી તારા. ૬
સેવક સેવા ફલ નહી છોડે,
હજુતો રહુ છુ પ્રભુ આણમાં પ્રભુજી તારા. ૭
જ્યારે ને ત્યારે દેવુંજ પડસે,
નહી તો ઠરસો નાદાનમાં પ્રભુજી તારા. ૮
સેવા ફલ નિષ્ફલ નહી હોવે,
કહ્યું છે તુમેંજ વખાણમાં પ્રભુજી તારા. ૯
નાભીનંદન મરૂદેવા માતાને,
દીધું કેવલ જ્ઞાનમાં. પ્રભુજી તારા. ૧૦
બાલમિત્ર ગાયન મંડલીની,
આશા અક્ષય જ્ઞાનમાં. પ્રભુજી તારા. ૧૧

સમાપ્ત.

## અગાઉથી આશ્રય આપનાર ગ્રાહકોનાં નામ.



### અહમદનગર

૨૦૧ શેઠ મોતીલાલ રૂપચંદ વાઇસ પ્રેસીડેન્ટ
૧૧ ગાંધી માણેકચંદ કેશવદાસ ખજાનચી
૧૧ શા. છગનલાલ વાહાલચંદ સેક્રટરી
૫૧ ભાઇ મગનમલ હબીરમલ
૨૫ શા. ચુનીલાલ હાથીભાઇ
૧૫ મણીઆર મલુકચંદ જયચંદ
૧૫ શા. ડુંગરસી દીપચંદ
૧૧ વખારીઆ જેઠીરામ હાથીભાઇ
૧૧ શા. લલુભાઇ મોતીચંદ
૧૧ શા. ધરમચંદ નેમચંદ
૭ શા. દલસુખ હરીચંદ
૭ શા. દીપચંદ હરીચંદ
૫ શા. ચુનીલાલ ભગવાનદાસ
૫ ગાંધી મોતીલાલ લલુભાઇ
૫ શા. ચુનીલાલ જેઠીરામ
૫ શા. ભીખુભાઈ જોઈતારામ

૫ શા. જેશીંગ હરીચંદ
૫ શા. હીરાલાલ વાહાલચંદ
૫ ઠાકર પરશોતમદાસ નારાયણજી

પુના.

૧૫ શા. મોતીચંદ ભગવાનદાસ
૧૧ શા. ભીખુભાઇ મુલચંદ
૧૧ શા. ખુબચંદ મોતીચંદ

જુનેર.

૧૦ શા. સાંકળચંદ હીરાચંદ
૧૦ શા. સરૂપચંદ વસ્તારામ
૫ શા. સરૂપચંદ હરીચંદ

શાહાપુર.

૫ શા. હરીચંદ ભુલા

આમલનેર.

૧૧ શા. મગનદાસ ખેમચંદ

કરજત.

૫ શા. ફુલચંદ પાનાચંદ

—:૦:—